પુ કૈંધર્માળા પુસ્તક નંબર-૪

॥ ઓરૂમ્ ॥

# શંકા કોષ

## દ્વિતીય ભાગ




સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્તા:-

ગોવિંદલાલ ત્રીકમલાલ.

મંત્રી આર્યસમાજ-બાવળા.


| વિ. સંવત | સૃષ્ટિ સંવત | દયાનંદાબ્દ |
|---|---|---|
| ૧૯૮૩ | ૧૯[illegible]૮૫૪૯[illegible]૨૭ | ૧૦૩ |


પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

કીમત રૂ. ૦-૧-૦

॥ ओ३म् ॥

## :: બાવલા આર્ય સમાજના મુખ્ય દશ નિયમ ::

(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

(૨) ઇશ્વર સચ્ચિદાનંદ રૂપ. નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સરવેશ્વર, સર્વવ્યાપક, અન્તર્યામી. અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને, સૃષ્ટિ કર્તા છે, માટે એનીજ પ્રાથના કરવી યોગ્ય છે.

(૩) વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે, વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું, સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

(૪) સત્યનું ગ્રહણ કરવામાં અને અસત્યનું ગ્રહણ ન કરવામાં સર્વદા ઉધત રહેવું.

(૫) સર્વ કામ. ધર્માનુસાર અર્થાત, સત્ય અને અસત્યનો વિચાર કરી ને કરવાં.

(૬) સંસાર નો ઉપકાર કરવો એ આ સભા—સમાજનો મુખ્ય ઉદેશ છે અર્થાત શારીરીક, આત્મિક, અને શામાજીક ઉન્નતિ કરવી.

(૭) સર્વ સાથે પ્રિતી પુર્વક—ધર્માઅનુશાર યથાયોગ્ય વર્તવુ જોઇએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ

(૯) પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ રહેવું ન જોઇએ. પરંતુ સર્વની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હીત કારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ. અને પ્રત્યેક હિત કારી નિયમમાં સ્વ-



# શંકા કોષ *

## દ્વિતીય ભાગ

१ अकाल मृत्यु हरणं सर्वव्याधि विनाशनम् ।
विष्णुपादोदकं पित्सा पुनर्जन्म न विद्यते ॥

અર્થાત વિષ્ણુનું ચરણામૃત પીને મનુષ્ય ફરી જન્મ લેતો નથી; મુક્ત થઇ જાય છે શું આ સંભવિત છે? તો મુક્તનું પણ શ્રાદ્ધ હોય કે?

२ क्षणं ब्रह्माहम स्मीति कुर्यादात्मन चिन्तनम् ।
ससर्व पातकंहन्यात्मः सूर्योदयो यथा ॥

હું ઈશ્વર છું આટલોજ શબ્દ બોલવાથી મોક્ષ થવો સંભવિત છે?

३ प्राप्यकाशी भवेन्मुक्तो जन्तुर्नास्यत्र कुत्राचि ।
अत एव हि तत्क्षेत्रं पवित्रमिति चैत्रकुः ॥

કાશીમાંજ વસવાથી મુક્તિ થાય છે. બીજી જગોએ વસવાથી મુક્તિ થતી નથી. ત્યારે પુરાણીયોએ મુક્તિ મેળવવા હવે બીજાં વ્રત, ભાગવતશ્રવણ, જપ, તપ, કરવાં કરાવવાં મિથ્યા જણાય છે શું ઉપરનું વાક્ય મુક્ત છે? (કાશી માહાત્મ્ય)

૪ સ્ત્રી અને શૂદ્રોને વેદ ભણુવાનો અધિકાર ન આપવો અને કહેવું કે "स्त्री शूद्रो नाधीयातामिति श्रुतेः" શું આ સંભવિત છે? ગાર્ગી મૈત્રેઇ વિગેરે વેદથી અનભિજ્ઞ હતી? સ્ત્રીઓને અભણુ રાખવાથીજ આપણા દેશની આ દુર્ગતી થઇ છે. આવી આવી શ્રુતિઓએજ દેશનું દુર્દૈવ આણ્યું છે.

૫ "अष्टवर्शा भवेद गौरी" ઇત્યાદિ શિગ્ર બોધના શ્લોક શું બ્રહ્મચર્યને ઉખેડનાર નથી કે? શું આવા શ્લોકોએજ દેશનું સત્યાનાશ નથી વાળ્યું?

૬ સૂર્યનું સાત ઘોડાના રથમાં બેસીને આવવું જવું સંભવે છે? (ભાગવત અથવા સૂર્ય પુરાણુ)

૭ સૂર્ય ચંદ્રનું ગ્રહણુ રાહુ અને કેતુ નામના દૈત્યના ગળવાથી થાય છે શું એ સંભવિત છે?

૮ રાજા ત્રિસંકુનું સ્વર્ગમાંથી પડતાં અધવચ લટકવું તથા તેના નાકમાંથી કર્મનાશા નદિનું વહેવું શું સંભવિત છે?

૯ વાલ્મીકી ઋષિએ દર્ભમાંથી માણુસ બનાવવું (કુશ) શું સંભવિત છે?

૧૦ ચિત્રાન્ગદ અને વિચિત્રવીર્ય કે જે વ્યાસજીના નાના ભાઇ હતા તેમના મરી જવા પછી તેમની સ્ત્રીઓમાં વ્યાસજીએ નિયોગ કર્યો કે જેથી ધૃતરાષ્ટ, વિદુર અને પાણ્ડુ,ઉત્પન્ન થયા હતા તે પુરાણીયો માને છે? જો માનતા હોય તો નિયોગને શા માટે માન આપતા નથી?

૧૧ अन्य मिच्छस्व सुभगो पतिमत! અથવા कुहस्विदोषा। અથવા उदीष्वानार्य,ઋ. મં. ૧૦, સુ–૧૦ જ્યારે નિયોગની આજ્ઞા ઉપરના વેદ

મંત્રમાં ચોકખી રીતે આપે છે. ત્યારે પૌરાણીયોને માનવામાં શું આડે આવે છે તે કૃપા કરીને બતાવશો કે?

૧૨ કુન્તિને કુમાર અવસ્થામાં કાનથી કર્ણની ઉત્પત્તિ થવી સંભવિત છે?

૧૩ નારદનું મોહ વશ થવું, ભગવાનનું સાક્ષાત પ્રકટ થવું પછીથી નારદના મુખની આકૃતિ વાંદરાના મુખ જેવી કરવી શું સંભવિત છે?

૧૪ પરસાદ ન ખાવાથી વહાણનું બુડવું, ઘેર જઇ પરસાદ લેઇ આવવો, તે કલાવતીએ ગ્રહણ કરવો પછી વહાણનું જેવું ને તેવું બહાર નીકળવું શું સંભવે છે? (સત્યનારણ)

૧૫ રાજા દક્ષના શરીર ઉપર બકરાનું માંથું હોવું સંભવે? આ માંથું ચોટાડનાર દાક્તર કોણ હશે? આજના દાક્તરોએ આવી વિદ્યા જરૂર શિખવી જોઇએ.

૧૬ શું કોઇ પુરાણી આ વાંતનો દીમાગ રાખતો હોય તો બતાવશે કે કાલીની જીભ મહોડામાંથી બહાર કેમ નીકળી કે જે આજસુધી લટકયાજ કરે છે? આજ પણ કાશીમાં એવી મૂર્તી પ્રત્યક્ષ છે.

૧૭ મચ્છ, કચ્છ, ઇશ્વરના અવતાર હોવા સંભવિત છે? જો હોય તો તેને મંદિરોમાં સ્થાપન કેમ નથી કરતા અગર જુદાં દેવાલયો કેમ નથી બંધાવતા? (દરેક પુરાણ ૨૪ અવતાર તો માને છે)

૧૮ શ્રીમદ ભાગવત ઘણાજ માહાત્મ્યવાળું પુસ્તક સાંભળવા છતાં પણ શ્રાપથી પરિક્ષીત બચ્ચો નહિ. તો પૌરાણીયો કહેશે કે ભાગવત મહાત્મ્ય કેવું કહેવાય?

૧૯ સ્ત્રીના રજ વીર્યનું કુલામૃત બનાવી ખાવું શું સનાતન ધર્મ છે કે? (વામીયોના તંત્ર)

૨૦ ખરાબ જગોએ જીભ લગાડી જપ કરવા શું સનાતન ધર્મ છે? (વામ તંત્ર)

૨૧ ગધા—કુત્તા, બીલ્લી, બકરા, પાડા આદિનું માંસ ખાવું અને દેવતા પર ચઢાવવું તથા ચાણ્ડાલાદીકની સાથે વિષય ભોગ કરવો શું સનાતન ધર્મ છે? (વામ તંત્ર)

૨૨ मद्यं मांसंमीनंच मुद्रा मैथुन मेवच
एते पञ्चमकारा: स्युर्मोक्षदाहि युगेयुगे
पीत्वा पीत्वा पुन: पीत्वायावत्य ततिभूतलो
पूनरुत्पायवै पीत्वा पुनर्जन्म न विद्यते ॥

ઉપરનાં વાક્યો શું સનાતન ધર્મીયો માને છે કે?
(વામ તંત્ર)

૨૩ તુલસીનો (ઝાડનો) વિવાહ લાલજી (ભગવાન) સાથે થવો શું યોગ્ય છે કે?

૨૪ કૃષ્ણના એક પુત્રને સંબરાસુરે સમુદ્રમાં નાંખવો, તેને માછલીએ ગળવો, પછી માંછી મારે માછલીને પકડવી માછલીના પેટમાંથી તેનું નીકળવું, તે પુત્રનું સંબરાસુર પાસે જવું સંબરાસુરે પોતાની દાસીને એ પુત્ર આપવો, દાસી તે પુત્રને પ્રથમ તો પુત્રવત પાળ્યો, પછીથી તેનીજ સાથે કામ ચેષ્ટા કરવી. શું સંભવિત છે? (ભા—સ્કં—૧૦—અ ૫૫—શ્લો. ૧૨)

૨૫ બ્રાહ્મણનો દ્રોહી હોય, ગુરૂની સ્ત્રી સાથે ભોગ ભોગવનાર હોય, રાજા અને ગાયોનો મારનાર હોય, ઇત્યાદિ પાપ કર્મનું પ્રાયશ્ચિત માત્ર વિષ્ણુનું નામ સ્મરણજ છે. શું આ સંભવિત છે? (વિષ્ણુ પુરાણ)

૨૬ શું રાધા કૃષ્ણની વીવાહીતા સ્ત્રી હતી? જો ન હતી તો પૌરાણીક લોકો "राधा कृष्णाभ्यांनम:" શા માટે જપે છે? (ભાગવત)

૨૭ કોઇ પણ પૌરાણી આખા ભાગવતમાંથી કૃષ્ણજીની સાથે રાધાનો પ્રેમસુચક એક પણ શ્લોક બતાવી આપશે કે ? એટલુંજ નહિ પરંતુ ભાગવતમાંથી "રાધા" આટલો શબ્દ બતાવી શકે છે ?

૨૮ અહલ્યાનું પથ્થર થવું, પુનઃ રામચંદ્રના પગની રજ અડવાથી પથ્થર મટી સ્ત્રી રૂપે થઇ પિતૃલોકમાં જવું, શું સંભવિત છે ? (રામાયણ)

૨૯ મૃત્યુલોકથી યમપુરી ૮૬૦૦૦ યોજન છે, જ્યારે જીવાત્મા આ શરીર છોડે છે ત્યારે તેને તે પુરીમાં જવા માટે સફર કરવી પડે છે. અને માર્ગમાં આઠ મુકામ કરવા પડે છે, શું આ સંભવિત છે ! જીવાત્મા સાથે જમના દુતોને પણ આઠ દિવસ થાય. ત્યારે દુતોની સંખ્યા કેટલી હશે ? (ગુરૂડ પુરાણ)

૩૦ યમપુરીમાં અઢાર નરકના સ્થાન હોવાં સંભવિત છે ?

૩૧ જ્યારે રાજા કત્રાસ મરણપામી નર્કમાં ગયો ત્યારે ત્યાં તેણે પોતાની ૭૧ પેઢી જોઇ, ત્યાં તે નર્કમાં પડેલાં પોતાના ઘરડાઓને કહ્યું કે જો આ વખત જો આપ મને છોડાવો તો હું તમને તારી દઇશ. શું આ સંભવિત છે ?

૩૨ અર્જુન ના પુત્ર અભિમન્યુનું મરવું ત્યાર બાદ તેનું ચંદ્રલોકમાં જવું, અભિમાન્યુ ચંદ્ર લોકમાં હોવા છતાં અર્જુન સાથે વાત ચિત કરવી શું સંભવિત છે ? (ભાગવત)

૩૩ પૃથ્વિનું ફાટવું અને સિતાજીવું સમાઇ જવું યુક્તિ યુક્ત છે ? (રામાયણ)

૩૪ ધંધુકારી મરીને પ્રેત થયો હતો. ગોકર્ણે તેને પ્રેત યોનીમાંથી મુક્ત કરવા ભાગવતની સપ્તાહ વાંચી, આ વખતે ધંધુકારી સાત ગાંઠવાળા વાસમાં પેસીને સાંભળતો હતો, આ રીતે કથા બંધ

થતાં હંમેશાં એક એક ગાંઠ ફાટતી હતી, સમાહ પુરી થતાં ધધુકારીનું પ્રેત પણ મરી ગયું. વાહરે ! શું આવું બનતું હશે કે? (ભાગવત)

૩૫ અવતાર શબ્દ કૃપા કરી બતાવશો કે વેદમાં ક્યાં છે?

૩૬ રાજા પરિક્ષતના માંથા ઉપર સુવર્ણનો મુકુટ હોવાથી તેમાં કલીયુગનો વાસ થયો કે જેથી રાજાની બુદ્ધિ ભ્રષ્ટ થઈ, શું અમારા પૌરાણીઓ સોનું પહેરવું છોડી દેશે કે? (ભાગવત)

૩૭ મારીચે સુવર્ણ મૃગનું સ્વરૂપ ધરવું શું ઉચિત છે? (રામાયણ)

૩૮ સુર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગૃહસ્પતિ, શુક્ર, શનિ, રાહુ, કેતુ ને ચૈતન્ય માનવા અને તે દુઃખ આપે છે તે માનવું શું મૂર્ખાઈ નથી?

૩૯ વિભીષણને રામચંદ્રે ત્રેતામાં લંકાનું રાજ્ય આપ્યું હતું. પુનઃ તેજ વિભીષણ, જ્યારે કૃષ્ણના પુત્ર લંકા પર ચઢાઇ કરી ત્યારે દ્રાપરમાં તેને મળ્યાહતા શું એ સંભવિત છે કે?

૪૦ શ્રીકૃષ્ણ જેવા યોગી પુરૂષને ૧૬૧૦૮ રાણીયો અને દરેકને આઠ આઠ દશ દશ છોકરાં થવાં સંભવે?

૪૧ પુરાણમાં ૨૧ અર્બ વર્ષનું આયુષ્ય હોવાના લેખ છે. શું એ પણ માનવા લાયક છે કે?

૪૨ જે સમયે બળીને છળવા વામન ભગવાન આવ્યા તે વખતે બળીએ જળ આપવા માંડયું, ત્યારે શુક્રાચાર્ય કરવાના નાળચામાં પેઠા કે દાન ન આપી શકે. પાણી ન પડયું ત્યારે નાળચું સાફ કરવા નાળચામાં સળી ઘાલી તેથી શુક્રાચાર્યની આંખ ફુટી શું આ સંભવિત છે કે? પછીથી જ્યારે બળીને વામને છેતર્યો ત્યારે બળીએ કહ્યું કે ખેર જે થવાનું તે થયું પરંતુ હું એક વરદાન માગુ છું કે મારા ઘરને બાવન દરવાજા છે અને હું નિશ્ચય નથી કરી શકતો કે હું કયા દરવાજાથી નીકળું તેથી હું જે દરવાજેથી નીકળું ત્યાં તમારે મને

દર્શન આપ્યા કરવાં. હવે નિત્ય પ્રતિ ભગવાન ને બાવન રૂપ રાખવાં પડતાં હતાં. કેમકે ભગવાનને ખબર નહતી કે રાજા બળી કયા દરવાજેથી નીકળશે, શી સખ્ત જેલની કમબખ્તી ભગવાનને આવી પડી !! પૌરાણીકો રાજા બલીને અમર કહેછે અને પાતાલમાં વાસ બતાવે છે. તો હાલ પણ પાતાલ અર્થાત અમેરિકામાં બલી મોજુદ હોવો જોઇએ ત્યાં તે બાવન દરવાજાના મકાન પર ભગવાનનો પહેરો પણ જોઇએ, તો પૌરાણીકો તાર. કાગલ દ્વારા અગર જાતે જઇને ખબર અંતર કેમ નથી લેતા? અને દર્શન કરી મુકિત કેમ નથી મેળવતા,? અહિંયાં દેશનુ શત્યાનાશ શા માટે વાળી રહ્યા છો! (રામાયણ)

૪૨ પુરાણોમાં લખ્યુછે કે યજ્ઞમાં જે પશુ મરાયછે તે સ્વર્ગે જાયછે, તો પૌરાણીકો પોતાના સ્નેહિયોને યજ્ઞમાં હોમી સ્વર્ગે કેમ નથી મોકલતા? કે તેમને ઇશ્વર મેળવવાની કડાકુટ માંથી બચી જવાય. (વિષ્ણુ પુરાણ)

૪૩ શ્રીકૃષ્ણના ગુરૂ સંન્દિપન કે જેમની પાસે તે વિદ્યા ભણ્યા હતા. જ્યારે કૃષ્ણ વિદ્યા ભણી ગુરૂ દક્ષીણા આપવા ગયા ત્યારે ગુરૂજીએ કહ્યું કે હું ગુરૂ દક્ષીણા લેઇશ નહિ, મારો દિકરો સમુદ્રમાં ડુબીને મરી ગયો છે તેને ખોળી લાવો. ત્યારે કૃષ્ણે ખોળી આપવો. શું આ સંભવિત છે ?

૪૪ રાજા યયાતિએ દાસી દેવયાની સાથે ભોગ ભોગવવા પુત્રની પાસેથી કામદેવ (જુવાની) માગવો અને પુત્રે તે આપવો. કેમકે રાજા તે વખતે ઘરડો (શ્રાપિત) હતો શું એકમેકને કામદેવ આપી શકાય છે ખરો કે?

૪૫ મલુકદાસ પાસે ભગવાને કટકો લુગડું માગવું, મલુકદાસે કહ્યું કે મારી પાસે કાંઈ નથી ત્યારે ભગવાને કહ્યું ઘરમાં જઇને જો,

જ્યારે મલુકદાસે ઘરમાં જોયું તો ઘરમાં બજારૂ દુકાન લાગેલી જોઇ અને ભગવાન અંતર્ધાન થઇ ગયા. અત્યારે અમારા પૌરાણીકોના ભગવાન દુકાન શામાટે નથી મંડાવતા કે જેથી અમારા પૌરાણીકોને સજ્જા દાન લેવાં મટી જાય (માધવકાવ્ય)

૪૬ સુર્ય પુરાણનો નીત્ય પાઠ કરવાનુ મહાત્મ્ય છે, અને રવિવારે વ્રત કરવાનું મહાત્મ્ય છે કે આંધળાને આંખ મળે, અપુત્રવાનને પુત્ર મળે ફોલ્લા, ફુન્સી વિગેરે દુર થાય અરે ! કયાં સુધી લખું ! છેવટે તેથીજ મોક્ષ પણ મળે તે શું સંભવિત છે? તે વ્રતથી આંધળાને આંખો મળતી તો નથી પરંતુ ભુખે મરી મરીને કેટલાક આંધળા થાય છે. પુત્ર થતો નથી કિંતુ અપુત્રવાન થાય છે કેમકે અન્નથી વીર્ય થાય છે અને વીર્યથી પુત્ર થાય છે. જ્યારે અન્ન ન ખાતાં અપવાસ કરે એટલે વીર્ય થાય નહિ, અને વીર્ય વગર ગર્ભ સ્થિતિ ન થાય. આશા છે કે પૌરાણીઓ ઉતર આપશે તો કૃપાથશે (સુર્યપુરાણ)

૪૭ પૃથ્વિ ઉપર જ્યારે બહુ પાપ થવા માંડયું ત્યારે પૃથ્વિ ગાયનું રૂપ લઇને ભગવાનની પાસે ગઇ શું સંભવિત છે કે ? જો સંભવિત હોયતો પૃથ્વિ ભગવાનની પાસે ગઇ તે વખતે અમારા પૌરાણીઓ શેના ઉપર રહ્યા હશે તથા ઘર શા ઉપર રાખ્યાં હશે ? કૃપા કરી ઉત્તર આપશો?

૪૮ એક વખત મહાદેવજીને પાર્વતિએ પુછયું, કે આપ આ મુણ્ડમાળા શા માટે ધારણ કરો છો ? આ વખત મહાદેવજી કાંઇ બોલ્યા નહિ. તેથી પાર્વતિએ હઠ પકડી ત્યારે મહાદેવજીએ કહ્યું, કે જ્યારે જ્યારે તું મરી જતી, ત્યારે તારાં મસ્તક કાપી કાપીને આ મુણ્ડમાળા પરોવું છું, અને તે પહેરૂં છું. તે પરથી પાર્વતિ એ કહ્યું કે

શું ત્યારે આપ મરતાજ નથી ? આ ઉપરથી મહાદેવે કહ્યું કે મને ઇશ્વરે એક મંત્ર બતાવ્યો છે, તેથી હું મરતો નથી. (શું મહાદેવ પોતે ત્યારે ઇશ્વર તો નહિજને ? તેમનો ઇશ્વર પણ કોઇક બીજોજ જણાય છે ખરો કે ?) ત્યારે પાર્વતિ એ કહ્યું કે એ મંત્ર મને પણ બતાવો. ત્યારે મહાદેવે કહ્યું કે તમને બતાવ્યાથી બધા પહાડના જીવો સાંભળે અને તેથી તેઓ અમર થઈ જશે. પાર્વતિએ કહ્યું શું આટલા પહાડના જીવો નસાડી મેલવાની આપનામાં શક્તિ નથી ? તે ઉપરથી મહાદેવે ઘણાં જોરથી ડમરૂ વગાડયું, કે જેના ભારે અવાજથી તમામ જીવ ન્હાસી ગયા, માત્ર એક ઈંડુ કે જે ફુટવાની તૈયારીમાં હતું તેનાથી નહાસી જવાયુ નહિ. ત્યાર બાદ પાર્વતીને મંત્ર સંભળાવવા માંડયો થોડી વાર પછી સાંભળતે સાંભળતે પાર્વતી સુઇ ગયાં તે વખતે પેલું ઈંડુ ફુટયું અને પાર્વતીને બદલે હુંકારો ભરવો સરૂ કર્યો પછીથી થોડી વારે પાર્વતી જાગ્યાં અને કહ્યું કે મહારાજ મેં તો થોડું ચરીત્ર સાંભળ્યું અને પછી ફલાણી જગોથી બાકી છે. તો ફરીથી સંભળાવો. ત્યારે મહાદેવે કહ્યું કે હુંકારો કોણે ભર્યો ? તે ઉપરથી મહાદેવે ત્રીજુ (?) નેત્ર ખોલીને જોયું તો પેલું ઇંડુ દેખાયું તેથી તેને શીક્ષા કરવા મહાદેવ દોડયા. અગાડી ઇંડુ નાઠું અને એક સ્ત્રીના મોહામા પેસીગયું અને પુનઃ છોકરા રૂપે થઈને માઘ માસમાં પેદા થયો. શું આવી વાતો પણ સંભવિત છેકે ? (ગણેસપુરાણ)

૪૯ મહાદેવના મંદિરમાં જઇને લોકો બંબંબં અથવા બીડ બીડ કરેછે. આનો અભિપ્રાય એ છેકે દક્ષનું માંથું કપાઇ ગયું ત્યારે શીરની જગાએ બકરાનું શીર ચોટાડયું તે શીર બીડ બીડ કરેછે, આવી રીતે બીડ બીડ બોલવાથી પાર્વતી પોતાના બાપની મસ્કરી કરવાથી ચ્હીડાયછે. અને મહાદેવ ખુશી થાયછે. તેમજ મહાદેવ ભસ્માસુરથી નાઠા ત્યારે

તે વખતે છોકરાંઓએ બં બં બં કરીને તાળીઓ પાડી હતી. તેથી બંબં બોલવાથી મહાદેવ ચ્હીડાય છે. અને પાર્વતિ ખુશી થાય છે. શું પૌરાણીકોના ઇશ્વરને ચ્હીડવીને મુક્તિ મેળવી શકાય છે કે ?

૫૦ "त्रिदुतंत्रिगुणाकारं" અર્થાત એક બીલીપત્ર ચઢાવવાથી મુક્તિ અને ત્રણ જન્મનાં પાપ નષ્ટ થઇ જાય છે શું એ સંભવીત છે ? આવાં વાકય થી જ પાપ કર્મ કરવાને ઉતેજ્જન શું નથી મળતું ? (શીવપુરાણ)

૫૧ પંતજલીનું અંજલીમાંથી પેદા થવું માનવું શું સંભવીત છે? ત્યારે આજ કેમ કોઇ એવા સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ પેદા થતું નથી ?

૫૨ ઋષ્યશૃંગનું હરિણીથી પેદા થવું શું સંભવિત છે કે ? (મહાભારત)

૫૩ વાલ્મીકીએ રામચંદ્રને મનુષ્ય વર્ણવ્યા છે તો પછી તેમને ઇશ્વર માનવા. શું યુક્ત છે કે જુઓ:—सुग्रीवो नचदेवोयंनयक्षोनचराक्षरः । मनुष्यो राघवोराजन् सुग्रीवश्च हरीश्वरः ॥
(વા–રા–શું–કા. શ્લોક. ૫૦)

૫૪. સર્પ. બ્રાહ્મણ–તપસ્વી, આદીનાં રૂપ લઇ આવ્યા શું સંભવિત છે ? (મહાભારત આદિપર્વ અ. ૪૩.)

૫૫. રામચંદ્ર અને મહાદેવ જ્યારે બંન્ને ઇશ્વર હતા. તો એક ઇશ્વરનો ભક્ત રાવણ હતો અને બીજો ઇશ્વર તેનો નાશ કરે આ વાત શું માનવા લાયક છે ? ઇશ્વરને પણ એક બીજાના ભક્ત ઉપર અદેખાઇ આવતી હશે ખરી ?

૫૬. પરશુરામ અને રામચંદ્ર બંન્ને ઇશ્વર અવતાર હતા. ને તે બંન્નેમાં એક બીજાને ઓળખવાની શક્તિ ન હતી. તો આવા જ્ઞાનવિનાના ઇશ્વર થવા શું સંભવે કે ? પૌરાણીયો ખુલાસો કરશે ? (રામાયણ)

૫૭ वेदेर्विहिनाः प्रपठन्तिशास्त्रं ।
शास्त्रो हीनाश्च पुराण पाठाः ॥
पुराण हीनाः कृषिणो भवन्ति ।
भ्रष्टास्ततो भागवता भवन्ति ॥

વેદથી વિહીન હોય તો શાસ્ત્ર ભણે છે, શાસ્ત્રથી વિહીન હોય તે પુરાણુ ભણે છે, અને જે પુરાણુથી વિહીન હોય તે ખેતી કરે છે. અને એ બધાથી વિહીન હોય છે તે ભાગવતી બને છે. શું આ શ્લોકાનુંસાર ભાગવત વાંચવાવાળા શું ભ્રષ્ટ નથી કે? (પદ્મ પુરાણુ)

૫૮. જે મનુષ્ય તમાકુ પીનાર તથા ખાનાર બ્રાહ્મણને દાન આપે છે તે નરકે પડે છે. અને દાન લેનાર બ્રાહ્મણ કે જે તમાકુ પીએ છે અગર ખાય છે તે બીજે જન્મે સુવરનો અવતાર લે છે. હવે જરા ધ્યાનથી વિચાર કરો કે સંપુર્ણ ભારતવાસીઓ એક મને કબુલ કરે છે કે, તમાકુ, કોબીજ અને બટાકા અકબર બાદશાહના વખતમાં અમેરીકાથી આવ્યા છે તો આ વાત લખનાર બ્રહ્માંડપુરાણુ અને પદ્મ પુરાણુ શું સનાતન હોવા સંભવે કે?

૫૯ ઇંદ્રનું મરઘડાનું રૂપ ધારણુ કરી ગૌતમ રૂષિની સ્ત્રી અહલ્યા પાસે ભોગ કરવા જવું સંભવિ છે કે? દેવો ના દેવ ઇંદ્રજી ને પણુ અમારા પૌરાણીકો વ્યભિચારી ઠરાવે છે વાહ! તેમની બુદ્ધિ!!

(રામાયણુ)

૬૦ પ્રજાપતિ પોતાની કન્યા( દીકરી ) પાછળ કામાન્ધ થઇને દોડયા, શું ભવિત છે કે! ભાગવત શું નિલજ થણું નથી શિખવતું? (ભાગવત,શું–કન્અ·૧૨,૨૪)

૬૧ શું આપ મુક્તિને જીવનો સ્વભાવિક ગુણ માનો છો? અથવા નૈમિત્તિક માનો છો? જીવને સ્વભાવથી બદ્ધ માનો છો વા નિમિત્તથી તે બતાવશો કે?

૬૨ શું આપના જીવ બંધનમાં આવ્યા પહેલાં મુક્ત હતા કે નહિ? શું આપ જીવને જૈનિયોની માફક અનાદિ કાળથી બંધ માનો છો? જો એમ માનતા હો તો આપની મુક્તિ શી રીતે થઇ શકે છે? કેમકે ઉત્પન્ન થનાર વસ્તુ નાશ પણ થાયજછે. અનાદિ બન્ધનનો નાશ થઈ શકતો નથી. આમાં દષ્ટાન્તનો અભાવ છે. પૌરાણિકો ઉત્તર આપશોકે?

૬૩ જ્યારે, શુદ્ધ, મુકત સ્વભાવ પરમાત્માને આપના પૌરાણીક મતાનુ સાર વારંવાર જન્મ લેવા પડે છે ત્યારે તો પુનઃ આપને મુકત થઇ ને ફરી જન્મ લેવા આવવામાં શો સંદેહ રહ્યો છે? અને ઇશ્વર પણ જન્મ મરણના બંધમાં આવેતે શું પ્રમાણ યુકત છે કે?

૬૪ શું આપ ઇશ્વર ને મૂર્તિ માન માનો છો? જો મૂર્તિ માન માનતા હોતો કહો કે તે સાવયવ છે કે નિરવયવ છે? જો સાવયવ હોયતો કહેશો કે તે ભૌતીક છે કે અભૌતીક છે? કૃપા કરી જણાવ સોકે?

૬૫ શું આપ વિષ્ણુને જગતકર્તા માનો છો અગર શિવને અગર શક્તિને આ ત્રણમાંથી કોને જગતકર્તા માનો છો? અગર એ ત્રણેને માનો છો? કોણ કર્તા અને કોણ કાર્ય?

૬૬ શું આપ આ વાત માનો છો કે નહિ? કે વિષ્ણુના દર્શન માત્રથી શિવથી વિરોધ થાય છે, અને શિવનાં દર્શનથી વિષ્ણુથી વિરોધ થાય છે. અને શિવના વિરોધથી દારૂણ નરકમાં પડવું પડે છે. એટલા માટે વિષ્ણુનું નામ પણ ન લેવું જોઇએ. શું આ ઉચિત છે કે?

૬૭ શું આપ પિતા પુત્રનો સમ્બંધ જીવમાં માનો છો યા શરિર વિશિષ્ટમાં કે જેથી મૃતક શ્રાદ્ધ સાબિત થાય ? કૃપા કરી સમજણ આપશો ?

૬૮ જ્યાં કોઇ ચક્રાંકિત રહેતો હોય ત્યાં કોઇએ રહેવું નહિ. જો કોઇ રહેશે તો હજાર બ્રહ્મ હત્યાનું પાપ લાગશે, આ વાકયને પૌરાણીકો બતાવશે કે તેઓ માને છે કે નહિ ? (બ્રહ્નારદીય પુરાણ)

૬૯ જ્યારે આપ લોકો આર્યસમાજના મેમ્બરોને પતિત કહો છો તો આર્યસમાજના પતિત લોકોને આપ ઉપદેશક બનાવો છો તો તેમને પ્રાયશ્ચિત કરાવો છો ? શું ઇશ્વરાનંદગિરિ, આલારામ સાગર, પંડિત ભીમસેન, કે જેઓ આર્યસમાજમાંથી નીકળીને ધર્મસભામાં દાખલ થયા છે તેમને પ્રાયશ્ચિત કરાવ્યું હતું ? તો હવે જ્યારે આર્યસમાજમાંથી નીકળેલા (તમારા માનવા મુજબ–પતિતનને) ઉપદેશકને તમે પ્રાયશ્ચિત કરાવી દાખલ કરો છો તો હાલ જે સુદ્ધિની ગંગા ચાલી રહી છે તેમાં પતિતોને પાવન કરવાના કામમાં શા માટે ભાગ નથી લેતા અને નકામા માથુ શા માટે કુટો છો ?

૭૦ સંહિતા, બ્રાહ્મણ, ઉપનિશદ, ષટ્દર્શન, સુત્ર, ધર્મશાસ્ત્ર, પુરાણ અગર એઓમાંથી એક બીજાની વિરૂદ્ધ જતાં હોય તો આપ કોને પ્રમાણ માનો છો ? અને કોને અપ્રમાણ ?

૭૧ ધર્મ સભાના આમ વિદ્વાનો નો નિશ્ચય છે કે પ્રતિમા પૂજન મૂર્ખ લોકોને માટે છે–પહેલું પગથીયું છે. તો આપના ઉપદેશક કે જેઓ મૂર્તિ પૂજન કરે છે. તેમને આપ મૂર્ખ સમજોછો કે પંડિત? જો પંડિત કહો તો મૂર્તિ પુજાનો અધિકાર નહિ રહે. આ બંન્નેમાંથી સાચું શું માનો છો?

૭૨ 'यथेमांवाचं कल्याणी मावदानिजनेभ्यः' આ યજુર્વેદના મંત્રનો

અર્થ શું છે? શું આ મંત્રથી ચારે વર્ણોને વેદ ભણવાની આજ્ઞા પરમાત્માએ નથી આપી મંત્રનો અર્થ જણાવવા કૃપા કરશો કે?

૭૩ शुद्रो ब्राह्मणतामेति ब्राह्मण श्चेतिशुद्रताम् ।
क्षत्रियाज्ञातमेवन्तुं विद्याद्वैश्यातथैवच ॥

આ મનુસ્મૃતિના શ્લોકનો અર્થ કરશો કે? આ શ્લોક સ્પષ્ટ નથી બતાવી રહ્યો કે શુદ્રથી બ્રાહ્મણ અને બ્રાહ્મણથી શુદ્ર ગુણ કર્મ અનુસાર થઇ શકે છે?

## ત્રીજો ભાગ છપાય છે

મુદ્રકઃ—પુરુષોત્તમ શંકરદાસ "શ્રી ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
ફર્નાન્ડીઝ બ્રીજ, રીચીરોડ—અમદાવાદ.